॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

Email : office@sanatandharmpatrika.com I Web : www.sanatandharmpatrika.com

● સં. ૨૦૭૬ ● ભાદરવા વદ-૭ ● તા. ૦૯-૦૯-૨૦૨૦ ● બુધવાર SDP NO: 144 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## પ્રમાણિકતા નો અદભુત દાખલો




**મદુરાઈ દક્ષિણ ભારત...**

એ.ટી.એમ સેન્ટરમાં પડેલ રુ ૪ લાખ પોલીસને સુપ્રત કરતાં તમિલનાડુના તેણી ગામના રહેવાસી કેતનભાઈ કાલરીયા ને જિલ્લા અધિકારી દ્વારા સન્માનિત કરાયા હતા.

મદુરાઇ નજીક ગામ તેણી માં આપણી જ્ઞાતિનું કાલરીયા પરિવાર વસવાટ કરે છે. જેમનો લાકડાનો વ્યવસાય છે. આ પરિવારના કેતન કાલરીયા (ઉંમર વર્ષ ૪૧) એ બે દિવસ પહેલાં આપણી જ્ઞાતિને ગૌરવ અપાવે તેવો પ્રામાણિકતાનો એક અદ્ભુત દાખલો બેસાડ્યો છે.

તેઓ બે દિવસ અગાઉ એટીએમ સેન્ટર મા નાણાકીય કાર્ય માટે ગયા હતા, અને ત્યાં એટીએમ મશીન ની બાજુમાં ૨ હજારની નોટોના બે બંડલ પડેલા તેમણે જોયા, જેની કુલ રકમ ૪ લાખ રૂપિયા હતી. કેતન પટેલે તે રકમ હાથ મા લીધી અને તુરંત પોલીસને જાણ કરી હતી. થોડીજ વારમાં પોલીસ ઘટના સ્થળે દોડી આવી હતી. અને કેતન પટેલે પોલીસ ને હકીકત જણાવી અને તે નાણાં પોલીસ ને સુપ્રત કરી દીધા હતા. પોલીસ તપાસ ચલાવતા એ રકમ એટીએમ મશીન ભરવા માટે લાવવામાં આવેલ હતી. અને બેદરકારીથી એ ટી એમ મશીન ની પાસે રહી ગઈ હોવાનું બહાર આવ્યું હતું. જેના પગલે પોલીસે પૈસા બેંકના અધિકારીઓને સોંપી દીધા હતા. આ સંદર્ભમાં ગઈકાલે કેતન પટેલને જિલ્લા પોલીસ અધિક્ષક કચેરીમાં પોલીસ અધિક્ષક શ્રી સાઇચરણ તેજસ્વીએ આમંત્રિત કર્યા હતા. અને કેતન ભાઈ ની પ્રમાણિકતા માટે તેમને પુરસ્કૃત કર્યા હતા.

આજે આવા કળયુગ માં પણ આપણી જ્ઞાતિના લોકોમાં પ્રમાણિકતા ઠસો ઠસ ભરેલી છે, જે આપણી સામાજિક પ્રણાલિકા અને વડીલોના સંસ્કારો નો પ્રતાપ છે. આ કેતનભાઈ ની પ્રમાણિકતાના સમાચાર તમિલનાડુ નાં મુખપત્રો માં પણ છપાયા હતા..

શ્રી અખિલ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજ અને પ્રચાર પ્રસાર સમિતિ કેતનભાઈ કાલરીયા ને તેમના પરિવાર ને ખૂબ ખૂબ અભિનંદન સાથે શાબાશી પાઠવે છે.

**કેતન કાલરીયા - ૮૮૮૩૩૪૦૬૬૬**

**સંયોજક.. અમરતભાઈ ભાવાણી ચેન્નઈ**

## સુરક્ષા અંગે સુપ્રીમ ની સમીક્ષા.. રાજ્ય માં નિયમન કરવા આદેશ..

તા .૦૭ / ૦૯ / ૨૦૨૦ ના રોજ નામ.સુપ્રિમ કોર્ટ કમિટી ઓન રોડ સેફટી દ્વારા રોડ સેફટી અંગેની કામગીરીની સમીક્ષા બેઠક રાખવામાં આવેલ , જેમાં રાજય ખાતે બનતા રોડ અકસ્માતના બનાવોમાં હેલ્મટ નહી પહેરવાના કારણે અકસ્માતમાં મૃત્યુ દર તેમજ ગંભીર ઇજાના પ્રમાણમાં નોંધપાત્ર વધારો જોવા મળેલ છે.

જે અનુસંધાને તા .૦૮ / ૦૯ / ૨૦૨૦ ના રોજ પોલીસ મહાનિદેશક અને મુખ્ય પોલીસ અધિકારીશ્રીનાઓની ક્રાઇમ કોન્ફરન્સ અંતર્ગત રોડ અકસ્માતમાં ઘટાડો લાવવા તેમજ ટ્રાફિક નિયમનની સુયોગ્ય અમલવારી કરાવવા સારૂ ટ્રાફિક એન્ફોર્સમેન્ટ અંગેની કામગીરીમાં હેલ્મેટ ભંગના કેસો કરવા આપવામાં આવેલ સુચના અન્વયે તા .૦૯ / ૦૯ / ૨૦૨૦થી તા .૨૦ / ૦૯ / ૨૦૨૦સુધી હેલ્મેટ ભંગના કેસો અંગેની ડ્રાઇવ રાખવાનો આદેશ કરવામાં આવેલ છે .

સુરક્ષા માટે જ હેલ્મેટ છે જે સર્વ મોટર બાઇક ચલાવનાર સમજી જાય તો પોલીસ અને સરકાર નું કાર્ય ઘટે.. કોરોના માં થયેલ મૃત્યુ કરતા રોડ અકસ્માત ના મૃત્યુ દર વધુ છે અને તે માટે સ્વયંમ ચાલક ને ધ્યાન આપવાનું રહશે...

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત. "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા.૦૭.૦૯.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૧૦૦ :**

"રા'ખેંગાર (ખેંગારજી બાવા) કોણ હતા..? અને તેમનો કચ્છ સાથે શું સબંધ હતો...??

જવાબ : કચ્છના રાજા હતા.

જવાબ આપનાર વિજેતા : સુરેશ નરેન્દ્રભાઈ નાકરાણી - નારાયણગાવ (જી- પુણે) ૯૮૬૦૨૪૪૭૯૪

**ગઈકાલ તા.૦૮.૦૯.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૧૦૧:**

"રાજ, મને લાગ્યો કસુંબીનો રંગ !" ગુજરાતી સાહિત્યનું સુપ્રસિદ્ધ આ જોશિલું કાવ્ય, જેમાં વિરો નાં બલિદાન ની વાત છે... આ રચના નાં કવિ કોણ છે..??

**આજના પ્રશ્ન નંબર ૧૦૨ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઇનામ ...
આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## એજ્યુકોઝ મિશન ની એક મોર પીંછ સમું ક.ક.પા. નું ગૌરવ




ડો.મોહનભાઈ છાભૈયા, પ્રોફેસર સમાજ નું એવું ગૌરવશાળી વ્યક્તિત્વ જે માત્ર પોતાના માટે નહીં પરિવાર માટે નહીં સાચા અર્થ માં સરદાર પટેલ ની જેમ સમાજ વિકાસ થી રાષ્ટ્ર વિકાસ ની ક્ષિતિજે પોતાની અનુભવી અને સાક્ષરતા ના પૂર્ણ જ્ઞાની સાથે અર્થશાસ્ત્ર ના અહલુવાલીયા જેવા રાષ્ટ્રીય નીતિ ઘડતર ની ટિમ માં પણ જેનો સમાવેશ છે તેઓ નખત્રાણા ની સૂકી પડેલી ધમની જેવી પ્રકૃઝ કોલેજ માં પોતાની આગવી કાબેલિયત થકી પુનઃ રક્તસંચાર કરી ને ફરી ધબકતી ધમધમતી અને સર્વ જ્ઞાતિ ને ઉપયોગી બને રાહત રહે એવી સરકાર સહાય ની નીતિ સાથે જોડી ને નખત્રાણા માત્ર નહીં પશ્ચિમ કચ્છ માં ઉચ્ચ અભ્યાસ થી આમ જનતા માટે અનેક દિશા ને ખુલ્લી કરી છે અને શ્રી સમાજ સંચાલિત કોલેજ દ્વારા સમાજ નું ગૌરવ વધારેલ છે...

આ ડૉ.મોહનભાઈ ચરોતર માં યુનિવર્સીટી ના રજીસ્ટાર પણ રહી ચૂક્યા છે. આજે ફરી પોતાની અનુભવી કાબેલિયત નું નવું પ્રમાણ પત્ર સાક્ષાત્કાર કર્યું છે.. કકપા સમાજ ની એક વ્યકતીત્વ થકી પણ ગૌરવ બન્યું છે.

ભારત સરકાર દ્વારા નવી રાષ્ટ્રીય શિક્ષણ નીતિમાં કોલેજોને ઓટોનોમસ કરવા પર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. આજે એન.એસ.પટેલ આર્ટ્સ કોલેજ, આણંદને યુજીસી, નવી દિલ્હી દ્વારા ઓટોનોમસ સ્ટેટસ આપવામાં આવ્યું.

એ માત્ર સરદાર પટેલ યુનિવર્સિટી જ નહીં સમગ્ર ગુજરાત માટે આનંદ અને ગૌરવની વાત છે. કારણકે કે માત્ર આર્ટ્સ કોલેજ હોયને ઓટોનોમસ સ્ટેટસ આપવામાં આવ્યું હોય એવી આ ગુજરાતની પ્રથમ કોલેજ છે. વર્ષ : ૨૦૦૪થી ડૉ.મોહનભાઈ પટેલ છાભૈયા સાહેબે આ કોલેજમાં આચાર્ય તરીકેનો પદભાર સંભાળ્યો ત્યારથી આ કોલેજ ઉત્તરોત્તર પ્રગતિ કરતી રહી છે. યુજીસી દ્વારા અપાતું કોલેજ વીથ પોટેન્સીયલ ફોર એક્સેલેન્સ હોય, ઈનોવેટીવ કોર્સ હોય કે પછી બીજા અભ્યાસક્રમ હોય કોલેજ સતત નવું કરતી રહી છે. એટલું જ નહીં અનેક વિદ્યાકીય આયોજનો, રમતગમત, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ હોય આ કોલેજ અવ્વલ પ્રદર્શન કરતી રહી છે.

આ વિશિષ્ટ જાહેરાત થકી આપણે આચાર્યશ્રી ડૉ.મોહનભાઈ સાહેબ, સરદાર પટેલ એજ્યુકેશન ટ્રસ્ટના મેનેજિંગ ટ્રસ્ટીશ્રી ભીખુભાઈ પટેલસાહેબ તથા સમગ્ર સ્ટાફને અભિનંદન આપીએ...

આનંદ ની એન એસ પટેલ આર્ટ્સ કોલેજ ને જે સ્ટેટ્સ મળ્યું છે તે ડૉ.મોહનભાઇ ની કુનેહ ને આભરી છે..

અહીં થોડી અન્ય વિશેષતાઓ પણ ડૉ.મોહન ભાઈ ની આપણે અચૂક કરીયે..

તેઓ મૂળ સાયરા ગામ ના અને હાલે આનંદમાં કોલેજ ના પ્રિન્સિપાલ..

તેમનો દીકરા પ્રહર્સ ની તો આથી પણ વિશેસ સિદ્ધિઓ મેળવવા ની શરૂઆત કરી છે.. હાલ તેઓ ને વોટર રિસોર્સ પર કરેલા અભ્યાસ ના કારણે અને તેની ઈન્ટેલિજન્સી ના કારણે અમેરિકા ની નામાંકિત યુનિવર્સીટી દ્વારા સ્પોન્સરશિપ જાહેર કરવામાં આવી છે અને તેણે સંપૂર્ણ સુવિધા ઉપરાંત પેમેટ આપી ને અમેરિકા માં એડમિશન આપ્યું છે.. સરળ અને નિખાલસ આંતરરાષ્ટ્રીય વિવેચક સાથે પણ સ્વામી વિવેકાનંદ જેમજ નીડરતા થી પોતાની રજુઆત કરનાર આ પ્રહર્સ જરૂર સમાજ ની એક નોલેજ ની સેલિબ્રિટી બનશે...

આમ ડો. મોહનભાઈ થકી અનેક વિદ્યાર્થીઓ ને ખુબજ મોટિવેશન અને ગાઈડલાઈન પણ મળી છે. એવો જ એક ડૉ. બ્રિજેન ભગત જે ને સરકારે બેસ્ટ અધ્યપક માં પસન્દગી કરી તે પણ આપણા ડો. મોહનભાઈ ના દ્વારા ઘડાયેલ વ્યક્તિત્વ છે.. આવા તો અનેક..

ચરોતર ની કોલેજ ને મળેલ સીધી સાથે આપના કકપા નું ગૌરવ જોડાયેલું છે જેને આપણે સહુ બિરદાવીએ...

## અવસાન નોંધ

**તારીખ : ૦૮/૦૯/૨૦**

**સ્વ.હરિલાલ પ્રેમજીભાઈ લીંબાણી,** (રાંચી વાળા). ઉ.વ. ૫૫, કચ્છ માં કોટડા(જ). હાલે ભોપાલ

**સ્વ.હંસરાજ શિવજી ચૌંધરી,** ઉંમર વર્ષ ૮૫, હૈદરાબાદ, કચ્છ ગામ ખીરસરા નેત્રા,

**સ્વ. હંસરાજ રાજાભાઈ નાયાણી,** ઉંમર : ૯૬ વર્ષ કચ્છ : કોટડા (જ.), હાલે : રાયપુર.